ચારિત્રની માતાઓનું સારી રીતે આરાધન કરતા હતા. હમેશાં ભગવાનના ચરણની સેવાથી ઉત્પન્ન થયેલા હર્ષથી પરિષહના ક્લેશને જરા પણ જાણતા નહોતા. ત્રણ લોકના ચક્રી તીર્થંકર દેવનો હું ભાઈ છું, વળી હું પણ ચક્રી છું, એવો ગર્વ બીલકુલ ન ધરાવતાં તેઓ બીજા મુનિઓનો વિનય કરતા હતા. પાછળથી દીક્ષા ગ્રહણ કર્યા છતાં પણ તપ અને અધ્યયનથી તે રાજર્ષિ ચિરકાળના દીક્ષિત મુનિઓથી પણ અધિક થઈ પડ્યા. અનુક્રમે ઘાતિકર્મના ક્ષયથી દુર્દિનના છેદનથી સૂર્યનો પ્રતાપ પ્રગટ થાય તેમ તેમને ઉજ્વલ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

કેવળજ્ઞાનની ઉત્પત્તિથી આરંભીને પૃથ્વીમાં વિહાર કરતા અજિતનાથસ્વામીને પંચાણું ગણધરો થયા અને એક લાખ મુનિ, ત્રણ લાખ ને ત્રીશ હજાર સાધ્વી, સાડત્રીશસો ચૌદ પૂર્વધારી, એક હજાર ને સાડાચારસો મનઃપર્યાયી, ચોરાણુશે અવધિજ્ઞાની, બાવીશ હજાર કેવળી, બાર હજાર ને ચારસો વાદી, વીશ હજાર ને ચારસો વૈક્રિયલબ્ધિવાળા, બે લાખ ને અઠાણું હજાર શ્રાવક અને પાંચ લાખ ને પીસ્તાળીશ હજાર શ્રાવિકા એટલો પરિવાર થયો, દીક્ષાકલ્યાણકથી એક પૂર્વાંગે* ઊણ એવા લક્ષ પૂર્વ જતાં પોતાનો નિર્વાણ સમય જાણીને પ્રભુ સંમેતશિખર પર્વતે આવ્યા. જાણે લોકાગ્રે ચડવાની નીસરણી હોય તેમ તેઓ સંમેતશિખર ઉપર આરૂઢ થયા. તેમનું બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ થતાં એક હજાર શ્રમણોની સાથે તેમણે પાદપોપગમ અનશન કર્યું. તે વખતે એક સાથે સર્વ ઇંદ્રોનાં આસનો પવને હલાવેલા ઉદ્યાનવૃક્ષની શાખાઓની જેમ કંપાયમાન થયા. તેઓએ અવધિજ્ઞાને પ્રભુનો નિર્વાણસમય જાણ્યો; એટલે તેઓ પણ સંમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં તેઓએ દેવતાઓ સહિત પ્રભુને પ્રદક્ષિણા કરી અને શિષ્યની જેમ સેવા કરતા પાસે બેઠા. જ્યારે પાદપોદગમ અણસણનો એક માસ પૂર્ણ થયો ત્યારે ચૈત્રશુકલ પંચમીને દિવસે ચંદ્રમા મૃગશિર નક્ષત્રમાં આવ્યે સતે, પર્યંક આસને રહેલા પ્રભુ બાદર-કાયયોગરૂપ રથમાં બેઠા સતા રથને જોડેલા બે અશ્વને કબજે કરે તેમ બાદર મનયોગ અને વચનયોગને રૂંધતા હતા. પછી સૂક્ષ્મકાયયોગમાં રહીને ભગવંતે દીપકવડે અંધકારના સમૂહનું રૂંધન કરે તેમ બાદરકાયયોગનો રોધ કર્યો, અને સૂક્ષ્મકાયયોગમાં જ રહ્યા સતા જ સૂક્ષ્મમનયોગ અને વચનયોગનું પણ રૂંધન કર્યું અને તે યોગમાં જ સ્થિત રહ્યા સતા સૂક્ષ્મક્રિય નામે શુકલધ્યાનનો ત્રીજો પાયો પ્રાપ્ત કર્યો. પછી શુકલધ્યાને ચોથે પાયે માત્ર પાંચ લઘુ અક્ષર ઉચ્ચારણ જેટલા કાળનું શૈલેશીકરણ કર્યું. ત્યાં અવશિષ્ટ કર્મ ક્ષીણ થયાં અને અનંત ચતુષ્ટય સિદ્ધ થયા, એટલે એ પરમાત્મા પ્રભુ ઋજુગતિએ લોકાગ્રને પ્રાપ્ત થયા. પ્રભુને કૌમાર અવસ્થામાં અઢાર લક્ષ પૂર્વ ગયા, રાજ્યસ્થિતિમાં એક પૂર્વાંગે સહિત ત્રેપન લક્ષ પૂર્વ ગયા, છદ્મસ્થપણામાં બાર વર્ષ ગયા અને કેવળજ્ઞાનમાં એક પૂર્વાંગ તથા બાર વર્ષે વર્જિત લક્ષ પૂર્વ ગયા. એકંદર બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય ભોગવીને ઋષભપ્રભુના નિર્વાણથી પચાસ લાખ ક્રોડ સાગરોપમે નિર્વાણપદને પામ્યા. તેમની સાથે બીજા એક હજાર મુનિઓએ પાદપોપગમ અણસણ કર્યું હતું, તેઓ પણ

* પૂર્વાંગ એટલે ૮૪ લાખ વર્ષ.

કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ત્રણે યોગનો રોધ કરી મોક્ષપદને પામ્યા. સગરમુનિએ પણ કેવળી સમુદ્ઘાત કરીને ક્ષણવારમાં અનુપદીની* જેમ સ્વામીએ પ્રાપ્ત કરેલું પદ ઉપલબ્ધ કર્યું અર્થાત્ મોક્ષપદને પામ્યા.

તે વખતે પ્રભુના મોક્ષકલ્યાણકવડે સુખને નહીં જોનારા નારકીઓને પણ ક્ષણવાર સુખ થયું. પછી શોક સહિત ઇંદ્રે દિવ્યજળથી સ્વામીના અંગને નવરાવ્યું અને ગોશીર્ષ-ચંદનના રસનું વિલેપન કર્યું; તેમજ હંસના ચિત્રવાળાં વસ્ત્ર પહેરાવ્યાં અને વિચિત્ર એવાં દિવ્ય આભૂષણોથી પ્રભુનું શરીર શણગાર્યું. બીજા મુનિઓનાં શરીરોને દેવતાઓએ સ્નાન, અંગરાગ, નેપથ્ય અને આચ્છાદન વિગેરે કર્યું. પછી ઇંદ્ર, સ્વામીના દેહને શિબિકામાં પધરાવી ગોશીર્ષચંદનના કાષ્ઠમય ચિતા ઉપર લઇ ગયા અને બીજા મુનિઓનાં શરીરને બીજી શિબિકામાં પધરાવીને દેવતાઓ ગોશીર્ષચંદનનાં કાષ્ઠની રચેલી બીજી ચિતા ઉપર લઇ ગયા. અગ્નિકુમાર દેવતાઓએ ચિતામાં અગ્નિ ઉત્પન્ન કર્યો, વાયુકુમાર દેવોએ વાયુવડે વિશેષ પ્રજ્વલિત કર્યો અને શક્રના આદેશથી અનેક દેવતાઓએ સેંકડોભાર કર્પૂર, કસ્તુરી અને ઘીના સેંકડો કુંભ ચિતામાં ક્ષેપન કર્યા. અસ્થિ વિના પ્રભુની બીજી સર્વ ધાતુ બળી ગઇ, એટલે મેઘકુમાર દેવતાઓએ જળવડે ચિતાને બુઝાવી શાંત કરી. પ્રભુની ઉપરની જમણી અને ડાબી દાઢો શક્ર અને ઇશાનેંદ્રે ગ્રહણ કરી અને નીચેની બંને ડાઢો ચમર અને બલી ઇંદ્રે ગ્રહણ કરી. બીજા ઇંદ્રોએ પ્રભુના દાંત ગ્રહણ કર્યા અને દેવતાઓએ ભક્તિથી બાકીનાં અસ્થિ ગ્રહણ કર્યાં. બીજું પણ સ્તૂપરચના વિગેરે ત્યાં કરવાનું હતું, તે સર્વ વિધિ પ્રમાણે કરીને સર્વ દેવતાઓ સહિત ઇંદ્રોએ નંદીશ્વર દ્વીપે આવીને મોટા ઉત્સવવડે શાશ્વત અર્હંતનો અષ્ટાન્હિકા ઉત્સવ કર્યો. પછી સર્વ દેવેંદ્રો પોતપોતાને સ્થાને ગયા. ત્યાં પોતપોતાની સુધર્મા સભાની મધ્યમાં માણવક નામના સ્થંભોમાં વજ્રમય ગોળાકાર ડાબલામાં તે પ્રભુની દાઢો મૂકી અને તેની શાશ્વત પ્રતિમાની જેમ ઉત્તમ ગંધ, ધૂપ અને પુષ્પોવડે નિરંતર પૂજા કરવા લાગ્યા. તેના અનુભાવથી ઇંદ્રોને હમેશાં અવ્યાહત અને અદ્વિતીય વિજયમંગળ વર્તે છે.

"પદ્મખંડથી મનોહર એવા પૂર્ણ સરોવરની જેમ અંદર રહેલા સગરચક્રીના ચારિત્રથી મનોહર એવું આ અજિતસ્વામીનું ચરિત્ર શ્રોતાઓને આ લોક અને પરલોકના સુખનો વિસ્તાર કરો."

**इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्ठिशलाकापुरुषचरिते महाकाव्ये द्वितीये पर्वणि अजितस्वामिसगरदीक्षानिर्वाणवर्णननो नाम षष्ठः सर्गः ॥ ६ ॥**

**समाप्तं चेदमजितस्वामिसगरचक्रवर्त्तिचरित्रप्रतिबद्धं द्वितीयं पर्वम् ॥२॥**

* પાછળ ચાલનારની જેમ.